# જીવનનાં વ્રત.

--શ્રીસસદમાં અપાયેલું વ્યાખ્યાન--

( કાર્તિક કૃષ્ણ ચતુર્દશી )

૧૯૭૬

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી.

—શ્રીમતી જયન્તીદેવી.

॥ ॐ श्री ॥

# જીવનનાં વ્રત.

પ્રિય બહેનો,

આજે ઇષ્ટજયન્તીનો અર્થાત્ આપણા સદ્ગુરુદેવના જન્મદિવસનો અત્યંત પુણ્યપ્રસંગ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે બહુ પુણ્ય કર્યાં હોય છે તો જીવને મનુષ્યજન્મ આવે છે, પરંતુ એથી આગળ વધીને આપણે કહીશું કે મનુષ્યજન્મ પામવા છતાં પણ તેણે અતિશય પુણ્ય કર્યું હોય તો જ આજના જેવા કલ્યાણકારક શુભ પ્રસંગો તેના જીવનમાં આવે, અને તેવા પુણ્યસમયે તે મનુષ્ય પોતાના વાસ્તવ કલ્યાણના માર્ગોને જાણે. ખરે, આપણે ધન્ય છીએ કે આવો સુન્દર અવસર આપણને આજ મળ્યો.

જન્માષ્ટમી, શિવરાત્રિ, એ જેમ ઈશ્વરના અવતારદિવસો મનાય છે, તેમ આજનો દિવસ તે આપણા સદ્ગુરુદેવનો અવતરણદિન છે. કૃષ્ણજયન્તી, વામનજયન્તી, શંકરજયન્તી એ વગેરે પર્વના દિવસોએ જેમ તમે વિવિધ પ્રકારની સત્ક્રિયા કરો છો, રૂડાં રૂડાં પુણ્યદાન દો છો, દેવદર્શન કરો છો, વિવિધ પ્રકારની પૂજા, કોઈ કોઈ પ્રકા-

રનાં વ્રતો વગેરે કરો છો, અને એ રીતે સાત્ત્વિક આનન્દ લઈ એ દિવસે તમારા જીવનનું વધારે સાર્થક્ય કરો છો, તેમ આજનો દિવસ આપણે માટે તેથી પણ અધિક મહત્વનો જાણી આજે આપણા જીવનની જેમ વિશેષ સાર્થકતા થાય તેવાં કાર્યો બહુ રસપૂર્વક અને ભક્તિભાવવડે કરશો.

બહેનો, તમે ઇષ્ટપૂજનઅર્ચનનું કામ પરવારી ચુક્યાં છો. આજના જેવા પુણ્ય દિવસે પૂજનઅર્ચન કરી સામાન્ય રીતે કોઇ વ્રત ગ્રહણ કરવાનો રીવાજ છે. તમે આજે શાં વ્રત લેશો ? કોઇ મધુરાં અને હૃદયનો વિકાસ કરનારાં વ્રત લો. આજે એવાં તો સુન્દર વ્રત ગ્રહણ કરો કે જેથી હવે પછીનું તમારૂં જીવન વધારે રમણીય બને, વધારે ઉચ્ચ થાય, તમારૂં વધારે વધારે કલ્યાણને સાધનારૂં થાય, તમારામાં કર્તવ્ય સાધવાનો વેગ પ્રકટે, તમારામાં જ્ઞાનની વૃદ્ધિ થાય, તમારી સર્વ પ્રકારે ઉન્નતિ થાય.

આજનો દિવસ તે છે કે જે દિવસે આજથી ૬૬ વર્ષપૂર્વે આપણા પ્રભુનો પ્રકટ જન્મ થયો. એ જન્મથી આપણું અનેક રીતે હિત થયું. આપણે કેવાં થવું જોઇએ તેનું આપણને જ્ઞાન મળ્યું. આથી આજે તે પ્રભુના કોઇ ઉપદેશને સંભારીને તેને આપણા જીવનમાં ઉતારવાનો જો આપણે પ્રયત્ન કરીએ તો એક રીતે આપણા પ્રભુને જ આપણે આજથી આપણા અંતરમાં પ્રકટાવવાનો પ્રયત્ન કર્યો એમ કહેવાય. આપણા પ્રભુ આપણામાં પ્રકટે, આપણા પ્રભુ ખરેખર આપણા થાય, બહારના મટી અંતરના આ-

પણુ થાય, અંતરમાં પ્રકટી આપણુને તે પોતાનારૂપ કરવા માંડે : અહો ! એથી બીજો શે લ્હાવો હોઈ શકે, આપણુા જીવનનો એથી બીજો કયો વિશેષ રસ હોઇ શકે !

બહેનો, આજથી પાંત્રીસ–ચાળીસ વર્ષપૂર્વનો સમય એવો હતો કે જે વખતે આપણુા દેશમાં સ્ત્રીજાતિએ પોતાના જીવનનો કોઇ ઉંચા પ્રકારમાં વિકાસ કરવાનો છે, એવી વાતનો મોટે ભાગે સ્ત્રીવર્ગ તેમ જ પુરુષવર્ગને પણુ ખ્યાલ ન હતો. સ્ત્રીજાત ગૃહવ્યવહાર કરવાને જન્મી છે, તેમણે ઘરનાં કામકાજો કરવાનાં છે, છોકરાં ઉછેરવાનાં છે, કંઇ સાધારણુ વ્રતવ્રતાદિક કરવાનાં છે, કોઇ ધર્મની કથા વાર્તા ચાલતી હોય તો તે ઘરનાં કામકાજમાંથી પાર આવે તો ઘડીભર સાંભળવાની છેઃ સ્ત્રીઓનાં કર્તવ્યનાં ક્ષેત્રો તે સમયે આ પ્રકારનાં કહેવાતાં હતાં. સ્ત્રીઓ તો ઘરના કચરાપુંજા વાળે, ઘરનાં પાણીછાણુી ભરે, ઘરનાં એઠાં-અબોટ કહાડે, ઘરનો દાણોદુણી સાફસુફ કરે, ઘરનાંનું ને ઘરમાં આવ્યાં ગયાંનું રાંધે–જમાડે, માંદાસાજાની માવજત કરે, છોકરાંછૈયાંને ઉછેરે–પરણુાવે પરટાવે : આવી તે સમયે સ્ત્રીજીવનની ભાવના હતી–સ્ત્રીજીવનની આ પ્રકારની રૂપરેખા હતી, આવા રંગોથી સ્ત્રીની પ્રતિમા ચીતરાતી. સ્ત્રી એ મહત્વની વસ્તુ નથી, પણુ તુચ્છ છે, એ અજ્ઞાની રહેવાને જ જન્મી છે, જગતના સામાન્ય અથવા ક્ષુલ્લક વ્યવહારો એ જ તેમનો કર્તવ્યપરાવધિ છે એમ મનાતું. સ્ત્રીઓને જ્ઞાનનો અધિકાર નથી, સ્ત્રીઓને મોક્ષ મળતો નથી,

મુક્તિના સાધનો સ્ત્રીઓએ સાધવાનાં નથી, આવા આવા ભૂલભરેલા નિશ્ચયો પ્રજાવર્ગમાં મોટે ભાગે પ્રેરાયલા હતા. જરા આગળ વધેલા કહેવાતા તે કાળના પુરુષવર્ગની સ્ત્રીઓ બહુ બહુ તો પ્રાચીન કવિઓના રચેલાં કીર્તનો કરે, ગરબા ગાય, સ્તોત્રપાઠ ભણે, થોડી પુરાણુની મુખપાઠ વાતો કરેઃ આટલું તેમનું કેળવણીનું વિશાલક્ષેત્ર હતું ! આથી વધારે પ્રમાણુમાં સ્ત્રીઓએ કાંઇ જાણુવાનું છે, કરવાનું છે, વિચારવાનું છે કે સાધવાનું છે એનો તેમને ખ્યાલ ન હતો એમ કહીએ તો ચાલે.

સ્ત્રીઓ આ પ્રકારની ક્ષુદ્ર ભૂમિકામાં જે વખતે ખેલતી હતી–કહો કે ખરૂં જોતાં બિચારી ભ્રમણુ કરતી હતી–તે સમયમાં આપણા સદ્ગુરુ ભગવાને પોતાના સ્વભાવપ્રમાણે જનસમાજમાં બહારથી કશો પણુ ક્ષોભ પ્રકટાવ્યા વિના–જગતના આકાશમંડપમાં પ્રભાત થતાં કશી પણુ ધમાધમ-વિના જેમ ભગવાન્ સૂર્ય પ્રકટ થાય, અને જગત્‌ના અંધકારમાં, જગત્‌ની પ્રવૃત્તિઓમાં તથા જગત્‌ના જીવનમાં મોટો ફેરફાર કરી નાંખે, તેમ તેમણે સ્ત્રીજાતિના પરમહિતને માટે, સ્ત્રીજાતિના સર્વ પ્રકારના કર્તવ્યનું ભાન કરાવનાર, સ્ત્રીજાતિના અધિકારનો નિર્ણય કરનાર, સ્ત્રીઓના આમવ્ય કર્તવ્યમાં વિશેષ લાભદાયક સુધારો કરી તેનો ક્રમ બતાવનાર સુંદર ભામિનીભૂષણુનામના ગ્રંથો પ્રકટ કર્યા.

ઉપર ગણાવી ગયા તે બધાં સ્ત્રીઓનાં કર્તવ્યો નથી, એમ તેમણે ન કહ્યું, પરંતુ તે કર્તવ્યો કેવી રીતે વધારે

ઉત્તમ પ્રકારે કરવાં અને તે વડે વધારે ઉત્તમ લાભ કેવી રીતે મેળવવો, સ્ત્રીજીવન તેને પોતાને, પોતાના કુટુંબને, પોતાની જાતિને અને જનસમાજને વધારે ઉત્તમ રીતે અને વધારે પ્રમાણમાં કેવી રીતે ઉપયોગી થઇ પડે તેનું તેમાં નિદર્શન કરાવ્યું. સ્ત્રીઓના કેવા વ્યવહારો તેમના જીવનને ભ્રષ્ટ કરનાર છે, અને કેવા વ્યવહારો તેમના જીવનને ઉન્નત કરનાર છે, કયાં વિશેષ કર્તવ્યો કરવાથી સ્ત્રીજીવન વધારે મૂલ્યવાળું અને સાર્થક બને, કેવું સ્ત્રીજીવન ઘરમાં શાંતિ, આનંદ, સુખ, પ્રેમ વગેરેને વધારે પ્રમાણમાં પ્રસારે, શા શા ગુણો ધારણ કરવાથી સ્ત્રીઓ પોતાના પ્રાસવ્યવહારોમાં વધારે ઉજ્જવલતા પ્રકટાવી શકે, સ્ત્રીજીવનનું એવું વસ્ત્ર શી રીતે તૈયાર થાય કે જે બહુ મૃદુ છતાં ટકાઉ, સુન્દર અને કુમાસવાળું બને, સ્ત્રીજીવનરૂપ મન્દિર એવું શી રીતે થાય કે જેમા બાળકો દેવજેવાં બને, કુટુંબીઓ અમૂલ્ય રત્નજેવાં થાય, પુરુષો તેમાં સ્વાર્ગીધિક સુખનું ભાન કરે, એ સર્વનું એ ગ્રંથોમાં સ્વલ્પમાં છતાં બહુ સચોટ દર્શન કરાવ્યું.

આ ઉપરાંત સ્ત્રીઓને કેવલ વ્યવહાર જ સાધવાનો નથી, વ્યવહારમાત્ર સાધવાનો જ તેમનો અધિકાર છે એમ નહિ પરંતુ મોક્ષને માટે તેઓ અધિકારી છે, તેમણે ધારણા, ધ્યાન, જપ, તપ, તત્ત્વવિચાર, ઇષ્ટોપાસન વગેરે કર્તવ્યો કરવાનાં છે—કરવાનાં છે એટલું જ નહિ પરંતુ તે કરવાની અવશ્ય જરૂર છે, તે કર્યા વિના મુક્તત્વમાટે અન્ય

કોઇ માર્ગ નથી, એ નવીન વિચારને ભાર દઇને જણાવવાની સાથે સ્ત્રીઓમાટે મુક્તિ-મન્દિરનાં દિવ્ય દ્વાર સદાને માટે નિર્ભ્રાંતપણે ખુલ્લાં મૂકવાની જો વર્તમાન શતકમાં કોઇએ પણ ક્રિયા કરી હોય તો તે આપણા ગુરુદેવ **શ્રીમન્નૃસિંહાચાર્યજી** જ છે.

શુદ્ધ વ્યવહારો કેવા હોય, નિર્દોષપણે તે કેવી રીતે સધાય, વ્યવહાર સાધવા છતાં તેનાથી શી રીતે નિર્લેપ રહી શકાય, અને કિંચિત્ અંશમાં લેપાયમાન થવાય તો તે લેપને સહજમાં ધોઇ નાંખી પુનઃ શુદ્ધ નિર્મલસ્વરૂપે શી રીતે થઇ રહેવાય, વ્યવહારની સાથે કેવી રીતે ધર્મ-સાધન અને પરમાર્થસાધન સધાય, વ્યવહારથી કેટલા અંશમાં ઉપરામ થવું, અને કેવી રીતે પરમાર્થસાધનમાં વધારે પ્રમાણમાં વધવું તેનો રમ્ય નિર્દેશ ગ્રંથોદ્વારા અને સાક્ષાત્ ઉપદેશદ્વારા તેમણે બહુ ચમત્કારિક રીતે અને નૂતન પદ્ધતિથી કર્યો છે.

પરંતુ બહેનો ! કહેતાં બહુ ખેદ થાય છે કે દીવાતળે અંધારાની પેઠે આપણે જ એ ઉપદેશની અસર ગ્રહણ કરી નથી. આપણે જ તેના મર્મો સમજ્યાં નથી, આપણે આપણા જ વ્યવહારમાં તેને ક્રિયામાં મૂક્યા નથી, આપણે જ પરમાર્થસાધનો સાધ્યાં નથી, આપણે માટે તેમણે ઉઘાડેલાં મુક્તિ-મન્દિરનાં દ્વારોતરફ આપણે જ પુંઠ ફેરવીને બેઠાં છીએ. આપણે આપણો વ્યવહાર સુધાર્યો નથી, આપણે જ આપણાં ગૃહજીવનને ઉજાળ્યાં નથી, આપણે

આપણા ગૃહસ્થાશ્રમને દિવ્ય કર્યો નથી, આપણે આપણાં પરમાર્થસાધનો સાધ્યાં નથી. આપણે કે જે વ્યવહાર અને પરમાર્થની ઉચ્ચ ભૂમિકાઉપર વિહાર કરવાને, ઉન્નતિના ગિરિશિખરે પહોંચવાની તૈયારીમાં હોત તે આજે લગભગ એની એ જ હલકી ભૂમિકામાં ભ્રમણ કર્યા કરીએ છીએ—કૂટાયા કરીએ છીએ.

તોપણ હજી મોડું નથી થયું. 'ભૂલ્યાં ત્યાંથી ફરીથી ગણો,' એ નિયમે આજથી પણ આપણા સદ્‌ગુરુના ઉપદેશના મર્મોને સમજીને તમારાં જીવનો ઘડવા માંડશો તો હજી પણ તમે તમારામાં નવીન ઉત્કર્ષ ઉપજાવી શકશો. આપણા સદ્‌ગુરુની ધારણાઓને તમારામાં સિદ્ધ કરી શકશો, તેમની પ્રત્યક્ષ ઉપદેશમૂર્તિ થઈ શકશો.

પરંતુ આ કયારે બનશે ? ઘોર અંધકારમાં ચન્દ્રનાં અમૃતભર્યાં અજવાળાં ક્યારે ઝરશે ? શુષ્ક ભૂમિમાં નવપલ્લવિત ઉદ્યાન ( બાગ ) ની મધુર સુવાસ ક્યારે પ્રસરી રહેશે ? કંઇ કાળથી ઉજડ બની રહેલાં મન્દિરીયાં ક્યારે દેવપૂજનના આરતીના ઘંટાનાદથી ઘણુઘણી રહેશે ? રેતી ઉડતા રણમાં ક્યારે કિલકિલ નાદ કરતી મીઠા જલની સરિતા વહી રહેશે ? આવો સદ્‌ભાવનો અભાવ અને અભાવનો સદ્‌ભાવ ત્યારે જ થશે કે જ્યારે આપણે આપણા સદ્‌ગુરુના બોધને તમારી વાણીમાં, તમારા વિચારમાં, તમારી ક્રિયામાં, તમારા જીવનમાં ઉતારશો.

પ્રિય બહેનો, તમે તમારા વ્યવહારને ધર્મ અને પરમાર્થની પાંખોવાળો કરી શકશો, તમારા જીવનના કર્કશ નાદને ટાળીને ત્યાં રૂપાની ઘંટડીસરખો સુમધુર નિનાદ પ્રકટાવી શકશો, તમારા ગૃહજીવનમાં કાગડાના શુષ્ક સ્વરને સ્થાને મયૂરોના મધુર ટહુકારાઓ ટહુકારાવી શકશો, તેમાં કુતરાં અને બિલાડાં ફરતાં હશે તો તેને બદલે સુંદર હંસોને નચાવી શકશો, તેમાં ભૂતાવળ જાગતી હશે તો તેને બદલે દેવીઓનાં દિવ્ય નૂપુરો ઝણકારાવી શકશો. પરંતુ આ બધું ક્યારે ? ગુરુદેવના ઉપદેશનું સર્વ રીતે આગ્રહથી પાલન કરશો ત્યારે.

ત્યારે હવે વિચારીશું કે પ્રભુનો ઉપદેશ શો છે ?

પ્રધાનપણે સ્ત્રીઓને માટે લખાયેલા ગ્રંથો તે ભામિનીભૂષણ છે. આ વાંચીને કેટલાક મનુષ્યો એવું નક્કી કરી બેઠા હોય છે કે સ્ત્રીઓએ તો વ્યવહાર સેવવાનો છે, અને વ્યવહારનાં કામો જ અખંડ કર્યા કરવાનાં છે, બીજા કશામાં તેમણે ચિત્ત દેવાનું નથી, વગેરે. શોકજનક છે કે મનુષ્યો આવા ભ્રમમાં પડે છે. ખરૂં છે કે ભામિનીભૂષણમાં પ્રથમ ભાગમાં સ્ત્રીઓના સામાન્ય વ્યવહારો કેમ સેવવા તેવું પ્રતિપાદન કર્યું છે, પરંતુ તેથી તે જ એકલા સ્ત્રીઓએ જીવનભર કર્યા કરવાના છે, અને વ્યવહારવિનાનું બીજું કાંઇ કરવાનું જ નથી, અથવા વ્યવહારને પૂર્ણ અંશે અને સારી રીતે ખેડતાં પછી કાંઈ વખત મળે તો જ બીજાં પરમાર્થસાધનો સેવવાનાં છે એવો લેશ પણ ભાવ નીકળતો

નથી પ્રથમ અલંકારની પ્રસ્તાવનામાં જ એવું સ્પષ્ટ વાક્ય છે કે ' આ પ્રથમાલંકારમાં વર્ણાયલો સઘળો વિષય રચનારના મનથી અધિક અવસ્યનો હતો, એમ નથી." આ ઉપરથી સહજ સમજાય એમ છે કે સ્ત્રીઓએ પ્રથમાલંકારના વ્યવહારના બોધને જ માત્ર પાળવો. એવું નથી એમ જ જો હોત તો એ જ ગ્રથના બીજા અલંકારથી જે ઉચ્ચ પારમાર્થિક ઉપદેશો અને દૃષ્ટાન્તો આપવામાં આવ્યા છે તેની જરૂર જ ન રહેત. આથી સ્ત્રીજીવનમાં શુદ્ધ વ્યવહાર એ તેને ચઢવાનું પહેલું પગથીયું છે એટલું જ માત્ર સાબીત થાય છે વધારે ખેદકારક અને આપણે શરમાવા જેવું તો એ છે કે એ ગ્રંથના શુદ્ધ વ્યવહારના જ્ઞાનને પામી તેવો સુંદર વ્યવહાર પણ આપણે કર્યો નથી. જો તે તેવો થયો હોત તો પરમાર્થમાં અનાયાસ આપણી આગળ વૃદ્ધિ થઈ હોત. આપણી જ બુદ્ધિ શું કરે છે તે આપણે ન સમજી શકીએ એટલે સુધીના મોહવિવશ થઇ રહ્યા છીએ. શિવ ! શિવ !

એ ગ્રંથમાં સ્ત્રીઓને હલકી ગણીને ઘરનાં સામાન્ય કામો કરવાની જ અધિકારી છે, એવું કહ્યું નથી, પણ ઉલટું સ્ત્રી વિષવલ્લી નથી પરંતુ સુધા–અમૃતરૂપ છે, એવા શુદ્ધ ભાવનો જ તેમણે લક્ષ કરાવ્યો છે. આપણા ગુરુદેવના અનેક ઉપદેશો ઉપરથી એ નિર્વિવાદ સિદ્ધ થાય એમ છે કે સ્ત્રી નીચી નથી, અને સ્ત્રીએ ઉચ્ચ–પરમ ઉચ્ચ–કર્તવ્યોને પણ સાધવાનાં જ છે. આ સ્થળે એ વાત સાબીત કરવાનો ઉદ્દેશ ન હોવાથી આપણે એ વિષે હાલ વિસ્તારથી વિચારીશું નહિ.

બહેનો, અજ્ઞાન મનુષ્યોદ્વારા જે પ્રથમાલંકારને કેવલ વ્યવહાર સાધવાના ઉપદેશગ્રંથરૂપે કહેવામાં—કહો કે મિથ્યા વગોવવામાં આવે છે, તેમાંથી જ પ્રભુના એક ઉપદેશનું આપણે આજે ચિંતન કરીશું. પ્રથમાલંકારનો આરંભ જો કે વ્યવહારના ઉપદેશથી થયો છે, પરંતુ જ્યાં પહેલો અને બીજો જ દિવસ થાય છે ત્યાં કેવલ વ્યવહારનો જ ઉપદેશ કર્યા કરવાનું લેખકનું ધૈર્ય શિથિલ થાય છે. અને પરમાર્થના આરંભક સંસ્કારો નાંખવાના વેગને તેઓ ખાવી ન શકતાં મનોહર પાસે સ્ત્રીઓના કર્તવ્યનું જ પ્રતિપાદન કરતા એક પદ પ્રભાતની કડીઓમાં જીવનના આરંભક ક્રમને સૂચવતાં કહેવડાવે છે કેઃ—

"વાંણું વાતાં વહેલા ઉઠી. જગત્પતિને ભજીએ રે,

અને એ જ પદના અંતમાં સ્ત્રીઓના કર્તવ્યના અવધિઓ અથવા પરિણામી કર્તવ્યનો નિર્દેશ દે છે કેઃ—

"ભયહર શ્રીસદ્ગુરુને ચરણે. ચિત્તડું રાખી શમીએ રે"

બહેનો, સ્ત્રીઓને માટે આ પરમાર્થનો ઉપદેશ નથી તો શું છે? તે જ પ્રમાણે બીજા પદમાં પણ કહ્યું કેઃ

"મનહર સઉ પુણ્યવની રામા! પાપકર્મથી ડરજો રે,
"ભયહર શ્રીસદ્ગુરુને સેવી, નિર્ભય થઇ વીચરજોરે."

ત્યાંથી આગળ ચાલતાં ત્રીજા દિવસમાં સંસાર વ્યવહારની નિઃસારતાને વધારે રૂપમાં સૂચવતું મનોહર પાસે આ વાક્ય વદાવ્યું છે કેઃ

"સંસાર દુઃખનો જ દરીયો છે. એમાં જો આપણે મન ઘાલીએ તો જીવતાં મરવું પડે."

આ વાકયનો ભાવ શું સંસારના વ્યવહારને જ અ-ખંડ કર્યા કરવાનું અથવા તેને જ સાચો માનવાનું સૂચવે છે કે ?

આ પ્રમાણે પરમાર્થનાં સાધનને આગ્રહપૂર્વક પાલન કરવાનો જેનો આંતર આશય છે તેવા આપણા સદ્ગુરુ-શ્રીનો એ ગ્રંથ આગળ લખતાં જ્યાં ચોથો મૂકીને પાંચમો દિવસ આવે છે, ત્યાં તો કેવલ વ્યવહારાચારતરફ તિર-સ્કાર દર્શાવતો પરમાર્થસાધન પ્રતિના ભાવનો આવેશ એકાએક વેગપૂર્વક પ્રકટી નીકળે છે, અને વિજયા પાસે-બીપાસે જ—અને તે પણ સ્રીઓને જ ઉપદેશ દેતાં—વદાવે છે કે:

"જન્મી જગમાં જગજીવન ના જાણ્યું,
"મિથ્યા ધૂંસરૂં તાણ્યું, કે ઘરકુટુંબનું."

કોણ કહી શકશે કે જેમાં આવાં વચનો છે તે ગ્રંથ કેવલ વ્યવહારના આચારોનો જ ઉપદેશ કરે છે ?

પ્રભુના આ ઉપદેશ સંબંધી જ આપણે આજે વિ-ચાર કરવાનો છે. હવે અન્ય ચિંતનો છોડી તેને જ કરીએ.

પ્રિય બહેનો, આ વચનનો ભાવ એવો છે કે જગ-જીવન અર્થાત્ જેના વડે જગત્ જીવે છે તે—અર્થાત્ જગ-દીશ્વર—પરમાત્મા તેના સ્વરૂપને જગતમાં જન્મ પામીને જો ન જાણ્યું, તો સંસારવ્યવહારનું અથવા ગૃહકુટુંબનું બળદ થઇને જે ધૂસરૂં તાણ્યું તે બધું કેવલ નિરર્થક છે.

ગુરુદેવના આ ઉપદેશ સંબંધી તમે કદી વિચાર કર્યો છે ? જગજીવનને જાણવા માટે જગતનું કે ઘરકુટુંબનું ધૂસરૂં ઘડીભર ખભેથી આઘું મકયું છે ? જગત્ અથવા જગ-

તના પદાર્થો, એ સર્વને મિથ્યા જાણીને કદી સત્યની શોધ કરી છે ? આપણે આપણું કુટુંબ, આપણી ઘરજંજાળ એ બધું જ ખોટું છે એવું કદી તમને જણાયું છે ? અને જણાયું છે તો પછી તેને છોડીને ખરૂં શું છે તે જોવા તરફ નજર ફેરવી છે ? શું આ ઉપદેશવચન આપણે માટે નથી અને ભાગીરથી કે ચંચળા માટે જ છે ? અને આપણે માટે વાસણ માંજવાં, કચરો કાઢવો અને રાંધવું એ જ કામો છે ? ભાગીરથી, ચંચળા કે વિજળી સુધરે અને તમે સુધરી શકો એમ નથી ? તેમને બધાંને મનોહર અને વિજયાના ઉપદેશથી જ્ઞાન થયું, અને બધાંએ પોતાનું જીવન સુધાર્યું તો શું તમને પ્રભુ ઉપદેશ આપનાર છતાં તમને જ્ઞાન ન થાય, અને તમે તમારાં જીવનને ન સુધારી શકો ? ભામિનીભૂષણની સાત દિવસ કથા સાંભળતાં સાંભળતાં તો કેટલાંનાંએ જીવનમાં સુધારા થવા માંડયા છે, અને આપણે એ જ કથા વર્ષોનાં વર્ષ વાંચવા અને વર્ષોનાં વર્ષોથી જાણવા છતાં એવાંને એવાં જ રહ્યાં અને હજી પણ એવાંને એવાંજ રહીશું । હરિ હરિ ! કેવી શોચનીય અને શરમાવા જેવી દશા !

પણ આનું કારણ શું ? કારણ એ જ કે મનોહર વિજયાની કથામાં જનારે ત્યાંથી જે કંઇ સાંભળ્યું તેને તરત તેમણે પોતાના જીવનમાં ઉતારવા માંડયું, અને આપણે તેને ભૂલવા માંડયું. તેમણે સાંભળીને સમજવા માંડયું, આપણે સાંભળ્યું ન સાંભળ્યું કરવા માંડયું. જે ઉપદેશ સાંભળ્યો તે પ્રમાણે બીજા દિવસથી આપણે તેવાં થવાં માંડયું કે કેમ તે તે વિચારવા લાગ્યાં, અને આપણે ભામિનીભૂષણમાંની લડાઇઓ વાંચી રાજી રહેવા લાગ્યાં.

આને લીધે પરિણામ શો આવ્યો ? એ જ કે આપણે ન વ્યવહાર સુધાર્યો, ન પરમાર્થ સાધ્યો. આપણે અને આપણું જીવન એ બેને આપણે બહુ જૂદું સમજ્યા છીએ. મનોહરની કથા સાંભળનાર તે બેને એક સમજતાં હતાં.

ભામિનીભૂષણનાં પાત્રો બને તેટલો વખત કહાડીને કથા સાંભળવા જતાં. તેને માટે તેઓ બીજાં કામો જલદી પરવારી લેતાં, નકામા કાથાકુટ્યા કે પંચાતો ઓછી કરતાં. વાતો કરવામાં કે અહિંતહિં રઝળવામાં તેઓ તેમના વખતનો ઉપયોગ કરતાં ન હતાં. તેઓ બીજાં કામો કરવા છતાં તેમાં ઓતપ્રોત થઇ જતાં ન હતાં, તેમને કામ કરતાં કરતાં પણ સાંભરતું કે ઓ કથાનો વખત થવા આવ્યો—ઓ કથાનો વખત થઇ ગયો. તેઓ બીજાં કામોમાં ગાંડાંઘેલાં બનીને અતિ અસક્તિ રાખતા નહોતાં. કથામાં કહેલા ઉપદેશ કરતાં જે કોઇ ઉંધે માર્ગે ચાલતું તેને તે જ વખતે બીજાં ટોકતાં, અને તેને ઠેકાણે લાવતાં. તેમ કરવામાં કોઇ પરસ્પર લઢતું નહિ. એકલાં બેઠાં બેઠાં કથામાં આવી ગયેલા ઉપદેશનું સ્મરણ કરતાં, અને જે ઉપદેશ ક્રિયામાં ઉતારવાનો હોય તેને તો વિના વિલંબે—તરતજ—તેઓ ક્રિયામાં મૂકતાં.

આમાંનું તમે કશું કરો છો કે આજ સુધીમાં કદી કર્યું છે ? ના, તો પછી તેમના જેવું તમારૂં જીવન શી રીતે થાય—તેમના જેવો તમારામાં સુધારો કેમ કરીને થાય ? તો તેમના જેવો થોડા જ સમયમાં સુખદ સંસાર તમે શી રીતે કરી શકો ?

હજી પણ તમારે સુધરવું છે। તેમના જેવો સહજમાં સુખમય સંસાર કરવો છે ? જો હા, તો એમણે જે કર્યું

વિચારો આપણે તેવા થવાને માટે કરવાના છે, નહિ કે ખાલી વિચારવા ખાતર.

આ ઉપરાંત તમારે એક વધારે કરવાનું છે, અને તે એ કે મન ઉપર અંકુશ લાવતાં જાઓ. બીજું બધું ગમે તે કરશો, પણ જ્યાં સુધી તમે તમારા મન ઉપર અંકુશ સ્થાપ્યું નથી ત્યાં સુધી તમે તમારા જીવનને ઉત્તમ રીતે સુધારી શકવાનાં નથી, તમે તમને જેવા કરવા ધારતાં હશો તેવાં થઇ શકવાનાં નથી. મનનો સુધારો કર્યા વિના ખરો સુધારો કદી પણ થઇ શકતો નથી.

મનને સુધારવું અથવા મન ઉપર અંકુશ લાવવું એટલે ? મન જે કંઇ અયોગ્ય કરવા જતું હોય તે તેને ન કરવા દેતાં તત્કાળ અટકાવવું, અને જે કંઇ યોગ્ય હોય તે તેની પાસે કરાવવું. તમને ક્રોધ પ્રકટે, ક્લેશ થાય, દ્વેષ થાય, ચીડ ચડે અથવા એવું જે કાંઇ અયોગ્ય થાય તેને તે જ ક્ષણે દબાવવાનો પ્રયત્ન કરો, મનને બીજા વિચા-રમાં રોકો.

તમારામાંનાં કેટલાંક કહેશે કે અમે ભણ્યાં નથી, અમને વાંચતાં નથી આવડતું અથવા અમારી આંખો બગડી છે તો પછી શું કરીએ ? બહેનો ! એવાં ખોટાં બહાનાં ન કહાડો. વાચતાં ન આવડતું હોય તો તે શીખો, અને હવે તેમ ન બને એમ હોય તો તમને ગુરુએ મંત્ર તો આપ્યો છે ને ? તેને જપો. કલાક, બે કલાક. જેટલો વખત મળે એટલો વખત જપમાં ગાળો, વાંચતાં ન આવડતું હોય માટે નકામાં ગપ્પાં મારવાં કે અહિં તહિં ભટકીને કે હાથમાં સોય દોરો પકડીને વખત ગાળવાની કશી જ જરૂર

તે બધું તમે કરો. વાતો છોડી દો, આળસ ત્યજો, આખો દહાડો તમરાં છોકરાંની કે તમારાં પાડોશીની વાતો કરવી મૂકી દો. ફલાણી આવી ને ઢીકણી તેવી, એ પ્રકારની પારકી પંચાતો કરવાના રસને ત્યજો. આખા દહાડો મારું ઘર, મારો સંસાર, મારાં છોકરાં, મારો વ્યવહાર, એમ ' મારો મારો ' કરવું છોડી દો. જરા સ્થિર થાઓ. ઘરનાં કામકાજ બને તેટલાં ટુંકાવો. તેને સમળગાં છોડી દેવાનું કોઈ કહેતું નથી, પણ તેમાંથી જેમ બને તેમ સમય બચાવો. પારકાની નિંદા, પારકાની ટીકા કરવામાં જરા પણ ન રોકાઓ. ભાગીરથી અને ચંચળા જેમ જલદી જલદી પોતાનું ગૃહકાર્ય આટોપી કથામાટે તત્પર થતાં, તેમ તમે પણ તમારાં જરૂરનાં કામો કરી, પછી એ બધાંથી નવરાં પડો. અને કોઇ સારાં પુસ્તકો વાંચો, વિચારો, બે ચાર એકઠાં મળી તેની ચર્ચા કરો.

પરંતુ યાદ રાખજો કે માત્ર મોંની વાતો કરવાને માટે કે વખત ગાળવાને માટે તમે પુસ્તકો ન વાંચશો. એ વાંચીને એમાં જે કાંઇ સારૂં જણાય તે તરતજ તમારી ક્રિયામાં મૂકો. એક દિવસ બે દિવસ માટે નહિ પણ નિત્યને માટે તે ક્રિયામાં મૂકો.

આપણા ગુરુદેવનું સ્મરણ કરો, તેમના જીવનની વાતો કરો, થઇ ગયેલા ઈશ્વરાવતારો તથા અનેક મહાપુરુષોસંબંધી વાતો કરો, પ્રભુનાં કીર્તનો ગાઓ, આપણું શું કર્તવ્ય છે તેનો વારંવાર એકાંતમાં વિચાર કરો, તમારામાં કયા કયા દોષો છે તેનો વિચાર કરો, કયા સદ્‌ગુણો તમારે ગ્રહણ કરવા તેનો વિચાર કરો, ફરી યાદ રાખજો કે આ બધા

નથી. ગુરુમંત્ર જપવામાં કાંઇ ભણવાની જરૂર પડતી નથી. તેમ આંખે ન દેખાતું હોય તેથી પણ આપણી ઉન્નતિ થવામાં વાંધો આવશે એવો વિચાર કરવાની જરૂર નથી. સૂરદાસે છતી આંખો ફોડીને પોતાનું કલ્યાણ–પોતાની ઉન્નતિ–સાધી હતી.

મનઉપર અંકુશ લાવવા માટે ભણવાની કે વાંચવાની કશી જરૂર નથી. કહો, ક્રોધ ન કરવાનું શીખવામાં કાંઇ ભણવાની જરૂર છે ? કલેશ ન કરવાનું શીખવામાં કાંઈ વાંચવાની જરૂર છે ? કોઇની નિંદા ન કરવામાં કાંઈ ભણતરની જરૂર છે ? મનઉપર બળ વાપરવાથી જ મનઉપર અંકુશ આવે છે, મનને સારી ક્રિયામાં–સારા વિચારમાં–વારંવાર જોડયા કરવાથી તેના ઉપર આપણું સ્વામિત્વ સ્થપાય છે. તમે તેને માટે પ્રયત્ન કરી શકો એમ છે.

તમે અખંડ વ્યવહાર કર્યા કરતાં હશો, છોકરાંનાં છોકરાં અને તેનાં છોકરાંને સંભાળ્યા કરતાં હશો, ઘરના ખૂણાખોચરાને સાફ કર્યા કરતાં હશો, આ સગાની સાથે અને તે સગાની સાથે સંબંધ રાખી તમારા વ્યવહારકાર્યને વધાર્યાં કરતાં હશો; જગતમાં તમે બહુ જ વ્યવહારકુશલ કહેવાતાં હશો, પરંતુ સદ્‌ગુરુનો ઉપદેશ નિરંતર સ્મરણમાં રાખજો કે.

"જન્મી જગમાં જગજીવન ના જાણ્યું,
"મિથ્યા ધૂંસરૂં તાણ્યું કે ઘરકુટુંબનું."

તમે સુન્દર વસ્ત્રો પહેરી રાજી થતાં હશો, સારાં સારાં ઘરેણાં ધારણ કરવામાં હોંસાલાં હશો, અનેક પુસ્તકોનાં વાંચનારાં હશો, સુંદર રસોઈ કરી જાણતાં હશો, સુંદર ભરી ગુંથી જાણતાં હશો, સુંદર વાતો કરી જાણતાં

હશો, જગતમાં તમે બહુ જરૂરીયાતના હશો, તમારા તરફ અનેક લોકો અછો અછોવાનાં કરનાર હશે, તોપણ જ્યાં સુધી.

"જન્મી જગમાં જગજીવન ના જાણ્યું,
"મિથ્યા ધુંસરૂં તાણ્યું કે ઘરકુટુંબનું."

જગતમાં અનેક મનુષ્યો તમારી સલાહ પૂછવા આવતા હશે, તમે અનેક પ્રકારનો ઉપદેશ આપતાં હશો, તમને સેંકડો મનુષ્યો પગે લાગતાં હશે, તમે તેમને માથે હાથ મૂકતાં હશો, અનેક મનુષ્યો અનેક પ્રકારની ગરજના માર્યા તમારી પાછળ પાછળ ફરતાં હશે. તમે કોઇના કજીયા કંકાસ મટાડવામાં એક્કા ગણાતાં હશો. તમારી જ્ઞાતિમાં તમે બહુ કુશળ કહેવાતાં હશો, તેમ છતાં સ્મરણમાં રાખજો કે જ્યાં સુધી

"જન્મી જગમાં જગજીવન ના જાણ્યું,
"મિથ્યા ધુંસરૂં તાણ્યું કે ઘરકુટુંબનું."

તમે ઘણી યાત્રાઓ કરી હશે કે કરતાં હશો, ઉપવાસ કરીને પાણી પીને કે ભુખ્યા રહીને દિવસ વ્યતીત કરવામાં, વિવિધ કઠિન વ્રતો કરવામાં, ટાઢા પાણીએ નહાવામાં, ઘરનાં પુષ્કળ કામકાજ કરવામાં, સારી પેઠે દળવામાં કે ખાંડવામાં, સો પચાસ માણસની રસોઇ કરવામાં કે એવો જ વ્યવહાર કરવામાં તમારી બહુ શક્તિ હશે પરંતુ જ્યાં સુધી

"જન્મી જગમાં જગજીવન ના જાણ્યું,
"મિથ્યા ધુંસરૂં તાણ્યું કે ઘરકુટુંબનું."

તમે ઝીણું ઝીણું બોલવાની કે સર્વ પ્રકારની નાજુકાઈ ધારણ કરી રહ્યા હશો, વિદ્યાના સંસ્કારને લીધે તમે

જ્ઞાનની વાતો કરવામાં કે વાદવિવાદ કરવામાં કુશલ બન્યાં હશો, સારાખોટાનો વાણીવડે સારી રીતે વિવેક કરી જાણ્યો હશે. અને વૈભવમાં અનંત ઐશ્વર્યમાં, બલવાન્ સત્તામાં કે જગતના સર્વ પ્રકારનાં સુખોની પરાકાષ્ઠામાં આવી વસ્યાં હશો, છતાંએ એ ન ભૂલશો કે જ્યાં સુધી

"જન્મી જગમાં જગજીવન ના જાણ્યું,
"મિથ્યા ધૂંસરૂં તાણ્યું કે ઘરકુટુંબનું."

પ્રભુનું સ્વરૂપ જાણવામાટે–પ્રભુને પામવાને માટે–જે કંઇ કરવાની જરૂર છે, તે કરો; અનેક કષ્ટે પણ તે કરો. પ્રભુથી વિમુખ કરનાર જે જે હેતુઓ હોય તેને તત્કાલ તિલાંજલિ આપો. આવશ્યક–જરૂરપૂરતો–વ્યવહાર સેવી બાકીનો બધો સમય પ્રભુના ચરણમાં અર્પો પ્રભુનું ધ્યાન ધરો, પ્રભુનું સ્મરણ કરો, પ્રભુને જ સઉમાં જોવાનો પ્રયત્ન સેવો.

જ્યાં સુધી પ્રભુનું ભજન ન થાય, પ્રભુનું સ્મરણ ન થાય, પ્રભુનું ધ્યાન ન થાય, ત્યાં સુધી તમને કોઇ વાતે ચેન ન પડે એવું તમારા મનને બનાવો. જે વ્યવહાર સેવવાનો આવે તેમાં વૃત્તિને ડુબાવો નહિ. અલિપ્ત રહેવાનો બનતો પ્રયાસ કરો, વૃત્તિને તે પ્રભુમાં ડુબાવવાની હોય કે વ્યવહારમાં ?

સવારે, બપોરે, સાંજે, રાત્રે, જ્યારે નવરા પડો ત્યારે મનમાંથી બીજાં ચિંતનો ઓછાં કરી પ્રભુના ચિંતનને વધારો. અને એ રીતે જગતમાં જન્મીને જગજીવનને જાણવાનો પ્રયાસ કરો.

જગતનાં દુઃખોને ભૂલવાનો પ્રયત્ન કરો, જગતનાં સ્મરણોને ભૂલવાનો પ્રયત્ન કરો, આપણા ભૂતભાવને ભૂલવાનો

પ્રયત્ન કરો, આપણું-મારાતારાપણું ભૂલવાનો પ્રયત્ન કરો. પરંતુ એ બધું ભૂલવાની સાથે પ્રભુને વધારે વધારે સંભારો-પ્રભુનું સ્મરણ વધારો.

મનુષ્યને જ્યારે જગજ્જીવન જણાય છે અર્થાત્ જ્યારે પ્રભુનું ભાન થાય છે ત્યારે તેને કોઈ જાતનું દુઃખ જણાતું નથી. જગતની કે જગત્‌નાં સુખોની તેને સ્પૃહા રહેતી નથી. તેની ઇચ્છામાત્ર શમી જાય છે, તેની સમક્ષ આખું જગત્ હોવા છતાં તેને મન તે જતું રહેલું લાગે છે. તેને નિરંતર આનંદ, શાંતિ, તૃપ્તિ અને પૂર્ણતાનું ભાન રહ્યા કરે છે. તેને કશાની જરૂર નથી હોતી. તમારી આવી સ્થિતિ થાય ત્યાંસુધી પ્રભુને પામવા માટે પ્રયત્ન કર્યા કરો.

તમારો વધારેલો વ્યવહાર વધશે, અને તમારો ઘટાડેલો વ્યવહાર ઘટશે. તમારી વધારેલી જંજાળ વધશે અને ઘટાડેથી ઘટશે. જગતની પ્રીતિ, પરની આસક્તિ, સંબંધિઓની પ્રીતિ, એ બધું જ વધાર્યું વધે છે અને ઘટાડયું ઘટે છે. તમારાથી બને તેટલો બહારનો ઉપાધિ ઓછો કરો, અને જે રહે તેને નિર્ભયપણે સેવો. પ્રભુની પ્રસાદીરૂપ માનીને તે વ્યવહાર કે ઉપાધિને સેવવા છતાં અંતરથી તેનાથી અલિપ્ત રહો; એ જ તમારાં જીવનનાં વ્રત.

પ્રિય બહેનો, પ્રભુને પામવા માટે આવું વ્રત તમે લેશો ? આપણા ઇષ્ટશ્રીએ ભામિનીભૂષણમાં લખ્યું છે કે 'સાત્વિક ફળને આપનાર વ્રત જરૂર કરવાં.' પ્રભુ તમને તે લેવાને સન્મતિ પ્રેરો, અને તે વ્રતને સિદ્ધ કરવાનું તમારામાં બળ અર્પો.



॥ ॐ श्री ॥

# कीर्तनो.

---

## आरंभक स्तवन.

પદ ૧. ( જ્યોતિર્મય તત્વાકર, એ લય. )

શ્રીપતિ સર્વેશ્વર ! સદ્‌ગુરુવર ! જય જગદીશ્વર !
શુભ સમયે અમને દો શુભ વર; શ્રીપતિ૦
મનહર ! ભયહર ! આપ પ્રકટ રહો અંતર,
રાજો શક્તિસહિત મુર્દ્ધમાં મહેશ્વર ! શ્રીપતિ૦
આપસ્વરૂપ જોવાનો દો ઝટ અવસર,
કરો કૃતાર્થ, કરી કરુણા કરુણેશ્વર ! શ્રીપતિ૦
મન મલકાતું રહો અષ્ટ પ્રહર,
તત્ત્વથી અખંડ થઇ રહો તરવર; શ્રીપતિ૦
નૃહરિ ! પ્રસન્ન હો અમ શ્રીજનપર,
ભજો મસ્તપણે અંતર હર હર હર; શ્રીપતિ૦

श्री. ज. देवी.

---

## अंतरमां उतरवा सखिआने निमंत्रण.

**પદ ૨ ( રંક દાસની આજ વહારે, એ લય. )**

વહાલી સાહેલિ ! આજ પ્રેમે જોવા પ્રભુ,
મારી સાથે અભ્યંતર વિહરજો રે; આજ૦
રાખો સાધનસંપત્તિ ખૂબ સાથે,
જેથી પડશે ન દુઃખ કોઇ વાતે,
વ્હાલાં ! અણી ઉમંગ સંચરજો રે; આજ૦
પ્રભુકીર્તન હળીમળી કરતાં,
પ્રભુપંથે જશું ભાવ ધરતાં,
માર્ગ સહેલો છે, ભીતિ પરહરજો રે; આજ૦
પ્રાણ જાતાં પણ જોવા વિશ્વત્રાતા,
પૂરી કરવી પ્રભુધામયાત્રા,
એવા સુદૃઢ નિશ્ચયથી નિસરજોરે; આજ૦
સ્નેહ સંસારનો છોડી ચાલો,
જશું જ્યાં છે જયન્તીજીવનવહાલો,
કરી દર્શન સ્વરૂપે વિખરજોરે; આજ૦

શ્રી જ૦ દેવો.

---

## कसोटीथी विकळ न थतां सुदृढ रहेवा सुबोध.

**પદ. ૩ ( નિડર ફરૂં રે, હું તો નિડર ફરૂં, એ લય. )**

સુવર્ણ થવા રે, બહેનો ! સુવર્ણ થવા,
સાચી કસોટીએ ચઢજો, બહેનો ! સુવર્ણ થવા.
કચરો જવા રે, બહેનો ! કચરો જવા,
સાચી કસોટીમાં ચઢજો, મનનો કચરો જવા.
વિકળ ન થાશો જરી, તાપે તપાતાં,
તત્પર રહેજો દુઃખના ઘણા ખમવારે; સાચી૦

પ્રભુ જેમ ગાળે-ટીપે, તેમ ટીપાવું,
સોનું સો ટચનું સારું, વિશ્વે બનવારે; સાચી૦
સર્વ કસોટીમાંહી પાર ઉતરજો,
હારશો તો તો રહેશો હલકા રવા રે; સાચો૦
પ્રભુ તાવવા માગે તો શીદ ગભરાવું,
પ્રિયતમ પ્રભુસાથે તે હોય લડવાં રે ? સાચી૦
બાળી નાંખે તો બળી જાવું એ બહેતર,
પણ શું કહેવાય પ્રભુને શબ્દ કડવા રે ? સાચી૦
જાણજો સઉથી સારું, બીજાના હાથ કરતાં,
જયન્તીજીવનને હાથે મરવાં-તરવાંર; સાચી૦

શ્રી જ૦ દેવી.

---

## જીવનની વાસ્તવ સુશોભિતતા.

પદ. ૪ (અહો ! આ તે શો મીઠલડો નાદ, એ લય )

પેલાં જળનાં વહેણાં શાં વહી જાય, જોજો જરી સાહેલિ !
કેવાં હસતાં-ખેલતાં જણાય! જોજો જરી સાહેલિ !
મૃદુતાભર્યાં બહુ,તોય પણ પથ્થરમાં, અથડાતાં-અથડાતાં ચાલે,
તેમ છતાં તેમની એ કોમલતા ત્યાગતાં ન,
મસ્ત બની મોજ-માંહિ મહાલે; જોજો.
મલિન કરે કોઈ તેમને ભલે પણ, મનથી એથી ન દુઃખી થાતાં,
ઉલટો તેનો મળ પોતે હરી તેને, આપે શીતલતા ને શાતા; જોજો.
આગળ જરીક જતાં, નિર્મલ બનીએ પાછાં,
મલકતાં-મલપતાં હાલે,
માર્ગ વિકટ અને સંગ વિરુદ્ધ તોએ,
આગળ ને આગળ એ ચાલે, જોજો.
કંઇક તૃષિતકેરી ટાળે તૃષા અને કંઇકના થાકને ઉતારે,
નિરખવા માત્રથી નેત્ર આનન્દ ભરે, વાહરે !
જીવન એનાં વાહરે ! જોજો.

જલનાં એ વહેણુસાથે આપણા જીવનવ્હેણ,
સરખાવશો બેન! મારાં,
સંસારમાં કહો એવાં શાંતિભર્યાં, જીવન વહે છે તમારાં ? જોજો.
બીજાને સુખ દેવાં, દુઃખને હરી લઇ, કહો વહો એવાં ક્રમે શું ?
હોયને હજાર પ્રતિબંધો છતાં પણ,
આગળ વધો છો તમે શું ? જોજો૦
જન્મ્યાં જગે તમે પામવા વિકાસ અને,
અન્યને સુખી કરવાને,
દોહ્યલાં એ જીવન-વ્રતોને સ્વીકારી,
સજ્જ થાઓ સિંધુ તરવાને; જોજો.
શ્રી ઉ૦

---

## हृदयगुहामां अप्रकट रहेता इष्टने भक्तनी स्तुति.

પદ. ૫ (અભ્રાચ્છાદિત ચિતિરવિ, એ લય.)

હવે હૃદયગુહામાં ક્યાં લગી નરહરિ ! રહેશો,
ક્યારે દર્શન દઇ મનમાન્યાં સુખ દેશો ?
વાચકજપથી બોલાવ્યા, મનોમય શબ્દો સંભળાવ્યા,
પણ આપ બહિર નહિ આવ્યા, ક્યારે સ્તુતિ સ્વિકારી લેશો ?–
સચ્ચિંતનની શરણાઇ, મેં વગાડી ચિત્તની માંહિ,
પણ તમને ન તે સંભળાઇ, કાં બધિર રહો જરી કહેશો ?–
મેં મન નિદ્રાથી જગાડ્યું, વાદ્યંત્ર મનનનું વગાડ્યું,
પણ (આપ) ગુહાથી મન ન ઉઠાડ્યું, મોહ ક્યારે ગુહાનો દહેશો ?–
પ્રિય નરહરિ ! બહાર પધારો, દર્શન દઇ અર્થો સારો,
રહી પ્રકટ સદા ઉદ્ધારો, ગુપ્ત ન ગિરિગહ્વર વહેશો; ક્યારે૦
શ્રી જ૦ દેવી.

---

## इष्टनी उपासना करवा उपदेश.

પદ ૬ ( ગાડી આવી ગુજરાત, એ લય. )

પ્રભુને પ્રકટવાને બહેન ! હૃદયકેરી કરજો ઉજ્જવલતા,
પ્રભુને પ્રકટ કરી બહેન ! જીવનકેરી કરજો સફલતા.
સંસારે જન્મ્યાં નથી, વિષયભોગને કાજ,
વિષયભોગકાજે જીવે, તે તો જગમાં નથી જીવ્યાં જ; હૃદય૦
જીવ્યાં જાણો તેમને, જેણે જીવનનાથ,-
સાથ પ્રીતિ બાંધી કર્યા, નિજ પ્રભુને પ્રકટ સાક્ષાત્; જીવન૦
જીવ્યાં જગમાં દ્રૌપદી, જીવ્યાં શવરીબાઇ,
જેણે વશ પ્રભુને કરી, કીધી જગમાં જીવનકમાઇ; હૃદય૦
પ્રભુથી પ્રિય ગણો નહિ, તન-મન-ધન કે પ્રાણ,
ચિત્ત પ્રભુમાં વાળીને, ધરો ઘડી ઘડી પ્રભુનું ધ્યાન; જીવન૦
હૃદયની સઘળી ભાવના, રાખો સદા પવિત્ર,
પ્રભુસ્મરીને પ્રભુતાભર્યું, કરજો નિજ જીવનચરિત્ર; હૃદય૦

શ્રી ઉ૦

---

## उदयार्थ अंतिम अभ्यर्थना.

પદ. ૭ ( પ્રિયતમ પ્રભુ કરીએ વંદના, એ લય. )

કરજો પ્રભુ ! ઉદય અમારો,
અમે આશ્રય લીધો તમારો; કરજો૦
સ્ત્રીજાતિનાં પરવશ જીવન, કઠિન વળી વ્યવહારો; કરજો૦
બુદ્ધિ અલ્પ વળી મન મે‌ઽ ને, સંકુચિત વિચારો; કરજો૦
મોહમમત્વ, વિષયચિંતન વળી, સંગ ન મળતો સારો; કરજો૦
આપસ્વરૂપનું ભાન થવાને, સાધનતણો ઉધારો; કરજો૦
તેમ વળી અંતરબાહિરના, પ્રતિબંધક સંસ્કારો; કરજો૦
તોપણ આપશરણવશ થઇને, વદીએ: પ્રભુ ! ઉદ્ધારો; કરજો૦
ઉપેન્દ્ર પ્રભુ અંતરમાં પ્રકટી, કરો સફલ જન્મારો; કરજો૦

શ્રી ઉ૦

---

